सत्यात् नास्ति परोधर्मः ।

# આપણો ધર્મ

ભાઈ ચીમનલાલ કચરાભાઇ શાહે રચેલા 'હું અને મ્હારો ધર્મ' ઉપરથી લખનાર

મણિલાલ ચેંકુભાઈ કાપડીઆ,
કાળુ સંઘવીની પોળ-અમદાવાદ.

પ્રકટ કરનાર
વૈદ્ય હરિશંકર લાધારામ દ્વિવેદી (એફ. ટી. એસ.)
સંગ્રહણી (ઝાડાનો રોગ) તથા સુવારોગના ખાસ વૈદ્ય
દોશીવાડાની પોળ-અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

અમદાવાદ,
ખાડીઆ જેઠાભાઇની પોળમાં આવેલા પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્ક્સમાં ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપ્યું.

કીંમત ૦-૧-૦.



વૈદ્ય હરિશંકર લાધારામ દ્વિવેદી, (એફ. ટી. એસ.)

# અર્પણ પત્રિકા.

જગત્‌ના વિવિધ ધર્મ પાળનારા અને ધર્મને બિલ-

કુલ ન માનનારા એ સર્વ પ્રતિ પ્રેમભાવથી

જોનાર અને આ જગત્‌ને ઉન્નત દશાએ

લાવવા અગાધ પ્રયાસ કરનાર,

અગમ્ય પ્રદેશમાં વિચરનાર,

**મહાન્ ઋષિદેવોને**

તેમના એક બાળકની મહેનતનું

**પ્રથમ ફળ અર્પણ હો.**

Ev. 232

# મ્હારો હેતુ.

---

આપણા આર્ય ધર્મ પાળનારા વિવિધ ન્હાની ન્હાની ધર્મની સાંકડીઓમાં સમાઇ ગયેલા છે અને તેથી તેઓ એકમેકથી વારંવાર લઢી પડે છે અને પ્રત્યેક ધર્મનો અનુયાયી પોતાના ધર્મને બીજાથી વધારે સારો ગણાવવા ઇચ્છે છે. પરિણામ એ આવે છે કે ન્હાની બાબતોમાં ગોથાં ખાતાં મોટી મૂળ બાબતો વિસરી જવાય છે અને આડા માર્ગે વહી જવાય છે. આ બધા પ્રકારનાં એક ધર્મપિતાના બાળકોને તેમના ધર્મપિતાયે તેમના લાભ સારૂં આપેલો બોધ, શીખામણો અને જ્ઞાન સારા સમજી શકાય એવા રૂપમાં આપવાનો અત્રે પ્રયાસ કરાયો છે. મ્હારા મિત્ર ભાઇ **ચીમનલાલ કચરાભાઇ શાહે, જૈનધર્મ** સારૂ આજ ઉદ્દેશથી એક ન્હાનું પુસ્તક **'હું અને મ્હારો ધર્મ'** લખ્યું છે અને તેજ વાંચવાથી આ પુસ્તક લખાવવાની મને ઇચ્છા થઇ છે, જેથી મ્હારા એક સ્નેહી ભાઇ **'મણિલાલ ચકુભાઇ કાપડીયા'** પાસે આ ન્હાનકડું પુસ્તક મ્હેં તૈયાર કરાવ્યું છે અને જન સમાજને નામના મૂલ્યે વ્હેંચવા પ્રકટ કર્યું છે. આ ગ્રંથ જેને જેને રૂચિકર લાગે તેઓ પોતાની તરફથી તેની બીજી પ્રતો છપાવી જનસમાજના કલ્યાણ સારૂ વિના મૂલ્યે વ્હેંચશે તો તેની મને હરકત નથી, કિન્તુ એ મ્હારી ઇચ્છા છે. આવા પ્રકારના બીજા લઘુ ગ્રંથો ભવિષ્યમાં પ્રકટ કરાવી તેજ પ્રમાણે વ્હેંચવાની મ્હારી ઇચ્છા છે. પરમાત્મા તે ઇચ્છા સફળ કરો:—અસ્તુ !

**પ્રકાશક.**

---

# આપણો ધર્મ.

---

**પ્રિય બંધુઓ અને બ્હેનો,**

આજ આપણે આ એકાંત સ્થળમાં આપણી ભૂત, વર્તમાન, અને ભવિષ્યની સ્થિતિ તથા આપણે કોણ છીએ, કયાંથી આવ્યા છીએ અને આપણું શું કર્તવ્ય છે તે વિચારવા એકઠા થયા છીએ. કેવો ઉમદા વિચાર ! તમે અને હું જન્મથી એવું માનતા શીખ્યા છીએ કે આપણો આત્મા, આ જગત્ અને જગત્‌ની સર્વ વસ્તુઓ કોઈ અમુક કાળથી જન્મ પામ્યા નથી, અને અમુક વખતે તેમનો નાશ થવાનો નથી. દરેક વસ્તુમાં જો કે ફેરફાર થતો જાય છે તેથી એમ ન કહી શકાય કે તે વસ્તુ નાશ પામી જાય છે. જમીનમાંથી માટી નીકળે છે. માટીને ચાકપર ચઢાવી કુંભાર તેનો ઘડો બનાવે છે. તેજ ઘડો ફુટી જાય છે ત્યારે તેને ઠીકરૂ કહી લોક ઓળખે છે. વળી ઘણો વખત ગયે તે વળી માટીના રૂપમાં બદલાઇ જાય છે. આથી મૂળ માટીનો કંઈ નાશ થતો નથી પરંતુ તેના થયેલા જુદા જુદા રૂપનો નાશ થાય છે, છતાં દરેક રૂપના હેઠે રહેલી માટી તો હયાતી ધરાવે છે જ. તે જ પ્રમાણે આપણાં શરીરો બદલાય પરંતુ તે સર્વમાં રહેલો "આત્મા" તો તેનો તે જ રહે છે. આપણને આ માનવું કઠણ લાગશે. આ જગતમાં એવી કેટલીક ચીજો અંધારામાં પડી રહેલી હોય છે કે જે સમજવામાં લાંબા પુરૂષાર્થની અપેક્ષા રહે છે. જેઓની જ્ઞાનચક્ષુઓ વધારે ખીલેલી હોય તેઓ સહેલાઇથી જુએ છે, જાણે છે અને માને છે.

આપણે જે વસ્તુઓ જોઈ શકીએ નહિ અથવા જાણી શકીએ નહિ તેટલા કારણથી તે ચીજો હયાતિ નથી ધરાવતી એમ આપણે કહીએ તો તે ડહાપણ વગરનું છે. આ પૃથ્વી અને બીજા ગ્રહો, જેવા કે મંગળ, શની, શુક્ર, વિગેરે સૂર્યની આસપાસ ફરે છે તે જો કોઇ માણુસ ન માને તો તેથી પૃથ્વી ફરતી બંધ થતી નથી. આવી રીતે આપણે આત્મા, જગત્ અને જગતની સર્વ વસ્તુઓ અનાદિ અને અનંત છે એમ સમજી શકીએ નહિ તો તેથી કરીને જગત્ વગેરે અજરામર નથી એમ આપણે કેવી રીતે કહી શકીએ? આ ઉપરથી આપણે અંધશ્રદ્ધામાં પડી જવાનું નથી પરન્તુ અમુક વસ્તુ આપણી નજરે ન દેખાય કે આપણે તે જાણવાને અસમર્થ હોઇએ તો તે વસ્તુ જ નથી એમ તત્કાળ કહી દેવું કે માની લેવું નહિ. એ કહેવું એ એક સાહસ છે અને એ સાહસ કરવાથી આપણને પ્રાપ્ત થનાર જ્ઞાન, બુદ્ધિ, વગેરે ઉત્તમ વસ્તુઓ આપણે ખોઇ બેસીએ છીએ. તે શી રીતે?

દરેક ધર્મમાં એવું કહ્યું છે કે "આપણે," એ કંઇ આ "શરીર" નથી, "મન" નથી, "હૃદય" નથી, પણ એ સર્વ વસ્તુમાં રહેલી કોઇ અદ્રશ્ય ચીજ છે. આ આપણે તત્કાળ માની લઇશું નહિ અને તેથી તે જાણવા માટે જો આપણે તેમાં ઊંડા ન ઉતરીએ તો આપણે સહાસિકમાં જ ખપવાના. આપણે એટલું તો માનીએ છીએ કે જે વસ્ત્ર આપણે પ્હેરીએ છીએ તે આપણું આ શરીર નથી, જો કે આપણું ઘણું ખરૂં શરીર વસ્ત્રથી ઢંકાય છે ખરૂં. તેજ પ્રમાણે આ આત્મા તે કંઇ આપણું શરીર નથી પરંતુ આપણા શરીર મન અને હૃદય વગેરેનો તે સ્વામી છે. દાખલા તરીકે એક કુટુંબમાં એક જ પુરૂષ રળનાર છે અને તેના જ આધારે આખું કુટુંબ ખાય છે, પીએ છે, અને સાંસારિક સુખો ભોગવે છે. કમનસીબે તે પુરૂષ એકાએક માંદો

પડી મરણ પામ્યો તો પછી તેના કુટુમ્બનો કેમ નિર્વાહ ચાલે? પરિણામે તે કુટુમ્બ ભૂખમરાથી મરી જશે. તેજ પ્રમાણે આપણું શરીર, મન, અને આપણું હૃદય એ બધાં ગૃહોનો આધાર આપણો 'આત્મા' છે. જે મનુષ્યના શરીરમાંથી એ 'આત્મા' ચાલ્યો જાય છે તે મનુષ્યના શરીર સામું જોશો તો તેમાં એકદમ કંઇ ખાસ ફેરફાર જણાશે નહિ, પરંતુ તે શરીર પોતાનું કામ બીલકુલ કરશે નહિં આ ઉપરથી એમ સાબીત થાય છે કે શરીર, મન અને હૃદયમાં જીવન મૂકનાર કોઇ અદૃશ્ય ચીજ છે ખરી અને તે આપણે જોઇ શકીએ અથવા જાણી શકીએ નહિ તો તેથી જ નથી એમ તો આપણે કદી પણ કહી શકીએ નહિ. આથી આપણે શીખવાનું એ જ છે કે ખરૂં–ખોટું તપાસ્યા વગર જ એક ચીજ છે કે નહિ તેનો ઉત્તર એકદમ ન આપતાં શાંત ચિત્તે વિચાર કર્યા પછી તેનું નિરાકરણ કરવા પ્રયત્ન કરવો. સારૂં ખોટું જાણવાની બુદ્ધિ એ 'વિવેકબુદ્ધિ' કહેવાય છે. તે દરેક મનુષ્ય માત્રમાં હોય છે. આપણે શાંત ચિત્તે વિચાર કરીશુ તો આપણા સર્વના ધ્યાનમાં ખરી ખોટી વસ્તુનો ખ્યાલ આવશે. મ્હારે એટલું પણ કહેવું જોઇએ કે આવા વિચાર અને વાતો કરવાના પ્રસંગ મેળવવા એ પણ આપણું ભાગ્ય સમજવું. જગત્માં પ્રવૃત્તિ એટલી બધી વધી ગઇ છે કે મનુષ્યોને પોતાની જંજાળમાંથી 'પોતે કોણ છે,' 'શા સારૂ દોડ–ધામ કરી મૂકે છે,' 'તેમનું ભવિષ્ય કેવું થશે,' તે વિચાર કરવાનો પણ અવકાશ મળતો નથી. તેનું પરિણામ શું આવે છે? આપણી 'વિવેક બુદ્ધિ' બ્હેર મારી જાય છે; 'ધર્મ' એ ચીજ આપણને વ્હાલી લાગતી નથી અને આપણે 'પાપ' થી ડરતા નથી. જગત્ આ પ્રમાણે અંધારામાં અને દુઃખના કુવામાં ડૂબતું જાય છે. આપણે જાણીએ છીએ અને માનીએ

છીએ કે પૈસો આપણી સાથે આવતો નથી, સ્ત્રી પુત્ર અને સંબંધીઓ પણ માત્ર આ દેહ છતાં જ સગાં છે, છતાં આપણે એ બ્હારની સ્થીતિપર ઘણું જ ધ્યાન આપીએ છીએ અને આપણી અંદરની શી સ્થાતિ થાય છે તેપર બીલકુલ લક્ષ આપતા નથી. અંતકાળે આ શરીરરૂપી વસ્ત્રો ત્યજી દેવાની જ્યારે આપણને ફરજ પાડવામાં આવે છે ત્યારે જ આપણી મૂર્ખામીપર કાંઇક દયા આપણને આવે છે, પરંતુ તે સમયે આપણું કંઇ ચાલતું નથી, અને આપણી વિસ્તારેલી "માયા" ત્યજી દેવી પડે છે અને તે વખતે આપણને અત્યંત દુઃખ થાય છે. આવા દુઃખો આપણે એકવાર નહિ બલ્કે અનેકવાર ભોગવેલા છે અને જ્યાં સુધી તે દુઃખોમાંથી બ્હાર ન અવાય ત્યાંસુધી મનુષ્ય સુખ પામે જ નહિ. આહા! આટલું છતાં આપણને ભાન આવતું નથી તે આ શું ઓછું દયાજનક છે? શ્રીમંતો જાણે છે કે પૈસો નાશવંત છે અને તેનો સદુપયોગ કરવો તે તેમનો ધર્મ (Duty) છે અને તેથી જ આત્માને ફાયદો થનાર છે તોપણ 'દાન' એ શબ્દ સાંભળતાં કેટલાક કંજુસ શ્રીમંતોને કેવી કંપારી છુટે છે.! આમ હોવાનું કારણ શું? એને માયા કહે છે. કહ્યું છે કે:—

**जीर्यंति जीर्यतः केशाः दन्ता जीर्यंति जीर्यतः ।**
**जीवनाशा धनाशा च जीर्यतोऽपि न जीर्यति ॥**

માયામાં આપણે અનંતા જન્મોથી ઘસડાતા આવીએ છીએ અને હજુ કેટલાએ વર્ષો સુધી તેમાં ઘસડાઇશું તે આપણે જાણતા નથી. 'જન્મ' માં દુઃખ છે, 'મરણ' માં દુઃખ છે, એ જાણવા છતાં આપણે શા સારૂ દુઃખમાં રહીએ છીએ. 'માયા'એ આપણા જ્ઞાનચક્ષુ પર પડળ નાંખી દીધું છે અને તે કારણથી આપણે આ-

પણું સત્સુખ શેમાં છે એ જોઇ શકતા નથી. એ માયાના અંધકાર-માંથી મુક્ત થવાને સારૂ આપણે જાણવું જોઇએ કે—

## " આપણે કોણ છીએ ? "

" આપણે " એ શબ્દ બોલતું મ્હોં નથી; એ આ દેખાતું આપણું શરીર નથી; એ આપણું ઘર નથી કે બ્હાર દેખાતી કોઇ ચીજ નથી; પરંતુ આ શરીર, આ ઘર અને આપણી કહેવાતી સર્વ ચીજને ગતિ આપનાર એ અદૃશ્ય તત્વ છે. તે તત્વને આપણા ઋષિ મુનિઓ આત્મા તરીકે ઓળખતા અને આપણે પણ એ જ નામથી ઓળખીએ છીએ. તેને ગમે તે નામથી બોલાવવામાં આવે તો તેમાં આપણને કંઇ વાંધો નથી. ' હિંદુ ' કે ' મુસલમાન, ' ' પારસી ' કે ' ખ્રીસ્તી, ' ' ચાઇનીઝ ' કે ' રશીઅન ' એ દરેકના શરીર રૂપી ઘરો જુદા જુદા હોય છે, પરંતુ તેમાં નિવાસ કરી રહેલા આત્માઓ તો એક સરખા જ હોય છે. વળી તેમને જુદા જુદા નામોથી બોલાવવામાં આવે તેથી કંઇ તેમના આત્માઓમાં ફેર પડતો જ નથી. જે નામથી આપણને સંસારમાં ઓળખવામાં આવે છે તે નામ ફક્ત આ સંસારમાં રહીએ ત્યાંસુધી જ કામ આવે છે, માટે આપણે નામ સારૂ લઢવું જોઇએ નહિ પણ મૂળ વસ્તુ જાણવા મથવું જોઇએ. આપણે એટલું તો જાણીએ જ છીએ કે આપણા બ્હારના વસ્ત્રોને આપણે ઘણા જ ભપકાદાર રાખીએ, અને તે સારૂ ઘણા જ પૈસા ખર્ચીએ, તો તેથી આપણા શરીરને કંઇ અસર થશે નહિ. આપણું શરીર વસ્ત્રોથી અલંકૃત હોય ત્યારે વધારે શોભે ખરૂં પણ તેથી બીજી કોઇ પણ જાતની અસર શરીરને થતી નથી; પરંતુ શરીરને જો સારો ઉંચો ખોરાક આપવામાં આવે તો શરીર સારૂં બની શકે ખરૂં. તેજ પ્રમાણે

આપણા શરીરની ખાતર જે જે પ્રયાસો કરીએ છીએ તે તે આપણા આત્મા અથવા આપણા મૂળ ભવ્ય સ્વરૂપને તે પહોંચી શકતા નથી. આપણા શરીરને ખવરાવીને ઘણું જ જોરાવર બનાવીએ તો તેથી આપણો આત્મા જોરાવર બનતો નથી કારણકે આપણો 'આત્મા' અને 'શરીર' એ બે જુદી જુદી ચીજો છે. ત્યારે સવાલ એ થાય છે કે **“ આત્માની આસપાસ કેટલાં શરીરો છે ? ”**

આપણા આત્માની આસપાસ અનેક શરીરો છે. આપણી આંખોએ દેખાય છે તે **'સ્થૂલ શરીર'**, બીજુ શરીર તે **'વાસના શરીર'** કહેવાય છે, ત્રીજું 'માનસિક' શરીર, ચોથુ 'કાર્મણ શરીર.' સ્થૂલ શરીર, વાસના શરીર, અને માનસિક શરીર એજ **તમે પોતે** છો, એવી ભૂલ તમે કદાપિ કરતા નહિ. ત્રણે શરીરો પોતે તમારૂં આત્મસ્વરૂપ ભૂલાવી દઇ પોતાનેજ સંતુષ્ટ કરવા તમને પ્રેરશે. આ કારણથી તમે એ શરીરોની 'માયા'માં સપડાવાના અને 'આત્મસ્વરૂપ' ને ભૂલવાના. આ વિચાર હમેશાં જાગ્રત રાખવો જોઇએ કે ' શરીર ' કંઇ આપણું ' માલેક ' નથી, પરંતુ આપણે શરીરના માલેક છીએ ત્રણે શરીરો આપણને ' માયા ' માં કેવી રીતે ફસાવે છે એ આપણે હવે જોઇશું.

(૧) **સ્થૂલ શરીર:**—જ્યારે આપણને કંઈ કામ કરવાનું આવે છે ત્યારે **સ્થૂલ શરીર** આપણને આરામ લેવા પ્રેરશે. હાડકાં હલાવવાને બદલે ઉલટું તે ખાવા પીવા અને એશઆરામ ભોગવવા ઇચ્છા કરાવશે. જો માણસ ચતુર હશે અને 'આત્મા' અને 'શરીર' એ બન્નેનો સંબંધ અને એ ઉભયમાં રહેલું અંતર જાણતો હશે તો તે પુરૂષ તરત જ કહે કે **' આ શરીર '** બધી માંગણી કરે છે, મને–

'મ્હારા આત્માને' કંઇ જોઇતું નથી; માટે સ્થૂલ શરીરે મ્હારા કબજામાં રહેવું જોઇએ અને મ્હારી ફરજ બજાવતા તે મને હરકતકર્ત્તા નહિ પણ મદદગાર થવું જોઇએ.

સ્થૂલ શરીરમાં 'હાથ, પગ, મ્હોં, ચામડી વગેરે આપણા શરીરપર દેખાતી સઘળી વસ્તુઓનો સમાવેશ થાય છે. એ સ્થૂળ શરીર આરોગ્યવાન્ હોય તો આપણે આપણી બીજી ફરજો સારી રીતે બજાવી શકીએ માટે તેની આપણે પૂરતી કાળજી રાખવી જોઇએ. કહેવત છે કે

**પહેલું સુખ તે જાતે નર્યા.**

શરીર (સ્થૂલ શરીર) ની ઇચ્છાને વશ થવું એ કહેવાનો આ અર્થ નથી પરંતુ તેની રીતસર સંભાળ રાખવી તે આપણો ધર્મ છે.

(૨) '**વાસના શરીર**' આ શરીરને પણ તેની ખાસ ઇચ્છાઓ હોય છે. '**કોઇનાપર ગુસ્સો કરવો, મર્મભેદક વાકયો બોલવાં, ઇર્ષા કરવી, પૈસાનો લોભ કરવો, તેમજ બીજાના વૈભવની અદેખાઇ કરવી, ઉદાસી થવું,**' ઇત્યાદિ વાસનાશરીરના લક્ષણો છે. તે વારંવાર બદલાતું રહે છે. તેને આત્માની સાથે કંઇ સંબંધ નથી. આત્માની ઇચ્છા અને વાસનાશરીરની ઇચ્છા એ બન્ને એકબીજાથી આકાશ જમીનના તફાવત જેટલી દૂર છે. એ વાસનાશરીરને વશ થવાથી કેટલા બધા મનુષ્યો દુર્ગુણી, ઉડાઉ અને અનીતિમાન્ થઇ ગયા છે. આપણા આત્મિક સુખમાં એ શરીર આડે ન આવે માટે આપણને કોઇ પણ 'વાસના' થાય તે પ્હેલાં તે વ્યાજબી છે કે નહિ તેનો વિચાર કરવો અને આપણા 'આત્મા'ના લાભ સારૂ હોય તો જ તે ઇચ્છાને સંતુષ્ટ કરવી.

(૩) **માનસિક શરીર:**—આ શરીરની ઇચ્છાએ ઉપરના બન્ને શરીર કરતાં વળી જુદીજ છે. તે શરીર આપણામાં ' અહંભાવ ' જાગ્રત કરે છે. બધાં કરતાં વધારે સારા કેમ દેખાવું એ તેનો મૂળ આશય હોય છે. આખા જગતના વિચાર કરવા છોડી દઇ પોતાની જાતનાજ વિચાર તે કર્યા કરે છે. ' હું પણું ' તે શરીરમાં પ્રધાનપણું ભોગવે છે. પોતાની એકલાની ઉન્નતિ કેમ થાય તે વિષે જ એકલા વિચારો કર્યા કરે છે. તમે કોઇ પણ મહાત્માનું ધ્યાન ધરતા હશો ત્યારે પણ ' માનસિક શરીર ' પોતાનું કામ કર્યા વગર રહેશે નહિ. તમારૂં ધ્યાનમાં ચિત્ત રહેશે નહિ પરંતુ ' માનસિક શરીરની ઇચ્છાઓના જ વિચાર તમારા મગજમાં આવશે. આ શરીરની ઇચ્છાઓ પણ વિવેકથી જોઈ લેવી અને આપણી ઉન્નતિમાં બાધ ન લાવે એવી ઇચ્છાઓને પોષણ આપવું એ આપણો ધર્મ છે.

( ૪ ) **કાર્મણ શરીર:**—આપણા આત્માની સાથે નજીકનો સંબંધ ધરાવનાર એ શરીર છે અને સ્થૂલ, વાસના, અને માનસિક શરીરના જવા પછી ' આત્મા ' પણ તે સાથે રહે છે. ' આત્મા ' શરીરનો સમૂળ ત્યાગ કરે ત્યારેજ તેનો વિનાશ થાય છે.

આ ઉપરથી સમજવાનું એ છે આપણે જે જે કાર્યો કરીએ છીએ તે આપણા ' આત્મા' સારૂ કરીએ છીએ કે આપણા 'શરીરો' સારૂ ? કોઇ પણ કાર્ય પહેલાં જો આપણે આપણી વિવેકબુદ્ધિ વાપરી જોઇશું તો આપણને પાછળથી પસ્તાવું નહિ પડે. આ સંસારમાં આપણે જે દોડધામ કરી મૂકીએ છીએ, પૈસા કમાવા જે તનતોડ મહેનત કરીએ છીએ, અને સંસારની ઉપાધિમાં લીન રહીએ છીએ તે શું આપણા સ્થૂલ શરીર અને વાસનાશરીરોને સુખી બનાવવા માટે ? આ ઠેકાણે એમ શંકા થશે કે આપણે સંસારમાં રહી દ્રવ્ય ઉપાર્જન કર-

વાની અને બીજી સંસારની ઉપાધિમાં પડવાની શું કાંઇ જરૂર નથી? ના, એમ નથી. આપણો ગૃહસ્થાશ્રમ નિભાવવા અને તેને સારો કરવા સારૂ દ્રવ્ય ઉપાર્જન કરવાની જરૂર છે; આપણે કુટુંબમાં, નાતજાતમાં ગામમાં અને દેશમાં સારા કહેવરાવવાની જરૂર છે પણ તે જરૂર એટલી બધી મહત્વની નથી કે તે સારૂ રાત્રિ દિવસ તનતોડ મહેનત કરવી પડે, અને ચિંતામાં રાત્રિયો વ્યતીત કરવી પડે. આપણા કુટુંબી જનો પોતાનો નિર્વાહ ચલાવી શકે તે સારૂ અને તે ઉપરાંત આપણાં બાળકો સારૂ અને એવા કારણો સારૂ આપણે દ્રવ્યનો સંગ્રહ કરવાની જરૂર છે પણ લાખો અને કરોડોની ચિંતામાં પડવું અને તે ચિન્તામાં આપણા 'આત્મા'ના અનંત સુખનો વિચાર પણ ન કરવો એ કેટલું અજ્ઞાન! 'મ્હોટા થવાની ઇચ્છા' તે કંઇ ખોટી નથી પરતું તે ઇચ્છા ફળીભૂત કરવામાં જો કાંઇ દગા ફટકા અને એવાં કુકર્મો કરવા પડે તો તે ઇચ્છવા લાયક નથી. ત્યારે લોકો આટલી બધી ધમ પછાડ શા માટે કરે છે? શું તેઓને લક્ષાધિપતિ થવું છે? શું તેઓને રાજાધિરાજની પદવી જોઇએ છે? હા. તેમનાં વિવિધ શરીરોને સંતુષ્ટ થવું છે, સારા દેખાવું છે અને તેથી તેમના 'આત્મા' નિર્બળ બનીને 'માયા'માં પરવશ થઇ જાય છે. આપણે સાધારણ ખોરાકથી ચલાવી શકીએ છીએ અને તેથી આપણું શરીર મજબુત અને નિરોગી થાય છે. આમ છતાં આપણે ખાણાંમાં શા માટે હદ ઉપરાંતના ખર્ચો કરીએ છીએ? આથી આપણું શરીર વધારે સારૂં થતું નથી કે વધતું નથી પરંતુ અજીર્ણ વગેરે રોગો તો જરૂર થાય છે. જીભની લાલસા પૂરી પાડવી, અને 'વાસના' શરીરમાં આપણે પાડેલા ખાડાને પૂરવો એ શું **આત્માની** ઇચ્છા છે? આથી **આત્માને** ફાયદો થાય છે? નહિ જ. આટલું પણ આપણે ન જાણીએ તો તે કેવી મૂર્ખતા! આપણી

આસપાસનાં શરીરો આપણી પાસે આત્માને ગેરલાભવાળાં કામ કરાવે તે કેવું શોચનીય છે ? શરીરને પોતાને વશ રાખી આત્માની ઈચ્છાને વશ થવું એ મનુષ્યનું કર્તવ્ય છે. આપણે જે કાંઇ કામકાજ કરીએ તે બધામાં આ વિચાર પ્રધાનપણે કરવો કે એ કામકાજ 'મ્હારા આત્માને લાભદાયક કે હાનિકારક છે.' જો આપણે આવી ટેવ પાડીશું તો દિવસે દિવસે આપણે બદલાતા જઇશું અને આપણી ઉન્નતિ સત્વર થતી ચાલશે. **આત્માને સુખી કરવાનો રસ્તો શોધી કહાડી તે રસ્તે આપણે ચાલવું તેનું નામ 'ધર્મ.'** ધર્મને આપણે ફરજ તરીકે ઓળખીએ છીએ. આપણે શું કર્ત્તવ્ય છે એ જાણી તદનુસાર વર્તન રાખવું એ 'ધર્મ'. એ ધર્મ ખાતર આખી દુનીઆ પ્રયાસ કરે છે અને આપણે પણ કરીએ છીએ ત્યારે આપણે વિચાર કરીએ કે

## આપણો ધર્મ શું ?

"આપણે" આપણી જાતને શોધી કહાડવી એ આપણો મૂળ ધર્મ છે. આનો અર્થ સમજવો કેટલાકને ઘણો કઠિન લાગશે. 'આત્મા' એ પોતાનું શું સ્વરૂપ છે તે જાણવું અને તેમાં લીન બની જવું એ આત્માનો ધર્મ છે. તમે તમારી જાતે બનાવેલી કેદમાં પડયા હો તો તમે તેમાંથી નીકળવાનો પ્રયત્ન કરો કે નહિ ? અલબત કેદખાનું તમે જાતે જ બનાવ્યું છે અને તેની દિવાલો વગેરે તોડી નાંખીને બ્હાર નીકળી આવવા તમે પ્રયાસ કર્યા વગર રહી શકતા નથી. આ જગત્ શરૂઆત વગરના કાળથી ચાલ્યું આવે છે અને અંત વિનાના કાળમાં ચાલ્યું જાય છે. આપણે તે શરૂઆત વગરના કાળથી આ શરીરરૂપી બંધનોમાં ઘસડાતા ઘસડાતા ચાલ્યા આવીએ

છીએ. આપણાં શરીરો આપણે જાતે જ બનાવ્યાં છે. પૂર્વ જન્મનાં કરેલાં કર્મોના પ્રમાણમાં આપણાં શરીરો, બળ, રૂપ, બુદ્ધિ, જ્ઞાન વગેરે, આપણને મળેલા છે. કોઇ બીજું આપણા સુખ દુઃખનો કર્તા નથી, પરંતુ આપણા સુખનો કે દુઃખનો રસ્તો આપણે જાતે જ છુટો મુક્યો છે. જે જે કર્મો આપણે પૂર્વભવમાં કરેલાં તે પ્રમાણે આપણાં વાસનાશરીરો બંધાય છે અને તે જ વાસનાશરીરો આ સ્થૂળ શરીરનાં અણુઓ–રજકણો ખેંચી લાવે છે અને તે પ્રમાણે આપણાં સ્થૂળશરીરો બંધાય છે. આપણા આત્મસ્વરૂપમાં જોડાઇ જવું એટલે આ શરીર રૂપી બેડીઓના બંધનો તોડી નાંખી પરતંત્રતા રૂપી કેદખાનામાંથી બ્હાર આવવું અને જે આનંદ જીવનમુક્ત આત્માઓ ભોગવે છે તે આનંદ લેવા ભાગ્યશાળી બનવું. કેટલાકને એમ વિચાર થશે કે આપણે તે આનંદ આજ શરીરમાં રહી ક્યાં નથી ભોગવતા ? આપણે એ બધી મહેનતમાં ઉતરી શરીરો તોડી નાંખી જુદા રંગમાં શા સારૂ પડવું જોઇએ ? અલબત્ત શરીર જ્યાં સુધી આરોગ્યવંત હોય ત્યાં સુધી તો કોઇ પણ જાતના દુઃખનો ભય આપણને હોતો નથી. ખાવા પીવાથી અને વિષયો ભોગવવાથી આપણને તે વખતે આનંદ થાય છે ખરો પણ તે આનંદ પરતંત્ર અને ક્ષણિક છે. આનંદ મેળવવા સારૂ આપણે ખાવું જોઇએ; આનંદ મેળવવા સારૂ આપણે પીવું જોઇએ, આનંદ મેળવવા સારૂ આપણે વિષયસુખ ભોગવવાં જોઈએ અને જ્યાં સુધી આપણી પાસે તેનાં સાધનો તૈયાર છે **ત્યાં સુધી** જ તે આનંદ આપણને પ્રાપ્ત થાય. પછીથી નહિ. વળી 'મ્હોત' એ નામનો રાક્ષસ મ્હોં ફાડી આપણને લઇ લેવા તૈયાર જ ઉભો છે. જન્મ સમયની અને મરણ સમયની પીડા યાદ કરીએ તો જણાશે કે આ સ્થૂલ શરીરોમાં આ-

પણુને કોઇ પણ જાતનો લાંબો આનંદ કે લાંબુ સુખ પ્રાપ્ત થતું જ નથી. એક ખાવા પીવા અને વિષયસુખો સારૂ આપણે કેટલી બધી ચિંતા અને ઉપાધિઓ વ્હોરી લેવી પડે છે અને તે આનંદ કેટલા કાળનો? દરવખતે જન્મવું, મરવું, પાછા જન્મવું, પાછા મરવું; અને તેમ સંસારની ઘટમાળમાં ફર્યા કરવું એ કેટલું બધું કંટાળાજનક છે. આપણને કોઇ જન્મ તક કેદમાં રાખે તો તે શું આપણને કંટાળાભરેલું નહિ લાગે? તે આપણને કેટલું બધું દુઃખ ઉપજાવનાર થઇ પડે છે? પરંતુ કોઇ આપણને અમુક મુદત સુધીનીજ કેદમાં રાખી મુકે તો આત્માને નિરાંત વળે ખરી, એવા વિચારથી કે કોઇ દિવસતો આપણે તેમાંથી છૂટીશું. આ જીંદગીના અને આ ભવ પરભવના બોજાથી કંટાળવું તે આત્માનું ભૂષણ નથી, પણ જે પળથી આપણને આપણા દુઃખનું અથવા આપણે કોણ છીએ, સંસારમાં શા સારૂ અટણ કરીએ છીએ, અને આપણું ભવિષ્ય કેમ ચળકતું થાય, એ સઘળું જાણી શકીએ તેજ પળથી આપણું જીવન ફેરવવું તે આપણું કર્તવ્ય છે. મહાત્માઓનું કહેવું એમ છે કે

## સુખ અને દુઃખ પોતે જ ઉપાર્જિત કર્મોનું ફળ છે.

આપણને હજારો બલ્કે કરોડો અને તે પણ ભયંકર દુઃખો પડે તો તેથી તેમાં કોઇનો દોષ ન કાઢતાં પોતાની જાતનો જ દોષ કાઢવો એ આપણું શુભ લક્ષણ છે. તેનો દોષ કોઇને માથે ન નાંખવો; કોઇના સામા ચીડીયાં ન કરવાં; આપણે પોતાની જાતે જ કુવામાં પડવા ખાડો ખોદીએ તો બીજાનો શામાટે દોષ કાઢીએ? અહોહો, આ બોધ કેટલો બધો ઉત્તમ? તમારા કર્મથી જે અનુકૂળ યા પ્રતિકૂળ સ્થિતિઓનો તમને અનુભવ થાય તેમાં આનંદ માનવો. આનું કારણ

એ છે જે આપણા પૂર્વ કર્મના યોગે ચાલતી આવેલી સ્થિતિઓનો આપણે નાશ કરી શકીએ એમ નથી. દાખલા તરીકે મને કંઇ દુઃખ પડે છે; એ દુઃખમાં હું અત્યંત રીબાઉં છું; હું અહીં તહીં બરાડા પાડયા કરૂં છું. એકને ઠપકો આપું છું તો બીજાને ગાળો દઇ મારવા દોડું છું. આથી મ્હારા દુઃખમાં કોઈ પણ જાતનો ઘટાડો થવાનો નથી, કિન્તુ હું જે જે નવાં કર્મો બાંધતો જઉં તેથી મ્હારૂં ભવિષ્ય તો ખરાબ થવાનું જ. જો હું મ્હારો વિચાર બદલી નાંખું તો મને દુઃખમાં પણ આનંદ લાગશે, અને મ્હારૂં જીવન પણ ફેરવાઇ જશે. એવો શું વિચાર છે? હું એમ માની લઉં છું કે આ દુઃખ હું હસતાં ભોગવીશ તોપણ ભોગવવું પડશે અને રોઇ રોઇને કંટાળીને ભોગવીશ તો પણ ભોગવવું જ પડશે. માટે રોઇ રોઇને કંટાળીને દુઃખ ઓછું કરવાને બદલે, હસતા હસતા દુઃખ ભોગવવું એ વધારે સારૂં છે. આથી નવું દુઃખ ઉત્પન્ન થતું નથીઅને જુનું દુઃખ સઘળું ભોગવવાથી ઓછું થઇ જાય છે. રોઇરોઇને દુઃખ ભોગવતાં પોતાનું દુઃખ મહા મહેનતે ઓછું થાય છે ખરૂં પણ તે સાથે નવાં બીજાં કર્મો બંધાય છે તે પાછા ફરીથી ભોગવવાં જ પડે છે. વળી આપણે એમ પણ વિચારવું જોઇએ કે આ દુઃખ આપણાં પાછલાં કુકર્મનું પરિણામ છે, આથી આપણે શા માટે બીજાપર ચીડીઆં કરવાં જોઇએ? વળી ત્રીજો એ વિચાર થાય છે કે જેટલું દુઃખ ભોગવીએ છીએ તેટલું ઓછું થાય છે. જે દુઃખ આપણને દુઃખમય લાગે તે બીજાને કેવું લાગતું હશે તેનો પણ આપણે વિચાર કરવો જોઇએ. વળી એ વિચાર આપણે કરવો જોઇએ કે જો હું બીજાઓને મ્હારા દુઃખના વખતે દુઃખી કરીશ તો મ્હારે તેમના દુઃખોમાં સપડાવું પડશે. આથી એમ ન સમજવું કે બીજાનું દુઃખ મ્હારે માથે લેવા હું નારાજ છું, પરંતુ નવું દુઃખ મ્હારા પોતાને માટે

ઉત્પન્ન કરતો નથી, એ વિચારથી મ્હારા આત્માને કેટલો બધો આનંદ થશે? એક તો મ્હારૂં દુઃખ ઓછું થતું આવે છે, બીજું મને આનંદ મળતો જાય છે, ત્રીજું બીજાઓના દુઃખો હું સમજતો જઉં છું અને છેવટે હું મ્હારા આત્મામાં, ધૈર્ય અને સહનશીલતા એ બે જબરા ગુણોને કેળવતો જઉં છું. મરણ પછી તમે શું કરશો? આ જન્મમાં જે તમારાથી થશે તે જ ખરૂં છે. આજ કરીશું કાલ કરીશું તેમાં કંઇ આત્મસાધન થશે નહિ.

કબીરના વચનો નીચે મુજબ છેઃ—

અબ તુમ કબ સમરોગે રામ, અબ તુમ કબ સમરોગે રામ;
બાલપણો હસખેલ ગુમાયો, તરૂપણુમેં ડૂબ્યો કામ.........અબ.

આપણે આત્માને જાણુવા કયા રસ્તા હાથમાં લેવા? પ્રથમ તો આપણા આત્માને નિર્મળ કરવા સારૂ ઋષિ મુનિઓએ દર્શાવેલા પાંચ માર્ગો હાથપર લેવા–અહિંસા, સત્ય, ચોરી ન કરવી તે, પવિત્રતા, પરિગ્રહ ત્યાગ. આર્યધર્મનો મૂળ પગ, '**अहिंसा परमो धर्मः**' એ સિદ્ધાંતપર હયાતિ ધરાવે છે. દરેક ધર્મમાં તે જ પ્રમાણે છે. કોઇને મારવું અને કોઇની લાગણી દુઃખાવવી એવું કોઇપણ ધર્મમાં કહ્યું નથી. 'હિંદુ' કે 'મુસલમાન,' 'પારસી' કે 'ખ્રીસ્તી,' દરેક ધર્મમાં તે જ પ્રમાણે છે. કેટલાક ધર્મવાળા પુરૂષો ધર્મને બ્હાને હિંસાના કાર્ય કરે છે, દેવોનાં મંદિરોમાં હોમ આદિમાં ખાસ કરીને જીવહિંસાઓ કરવામાં આવે છે અને તે જો ન કરવામાં આવે તો દેવીકોપ થાય એવું કહી પુજારીઓ દુનીયાની આંખ પર પડદો નાંખી પોતાનું પેટ ભરવા એ અનિચ્છનીય કાર્ય કરે છે. કેટલું બધુ દયાજનક! તેઓ બધા એમજ કહે છે કે '**એ તો રિવાજ છે**' એમ જણાવી તે

પોતાના ઘાતકીપણાના બચાવ માટે દલીલો ( Arguments ) કરે છે. **ઘણા મનુષ્યો** ગુન્હાને પાત્ર થાય તેથી કાંઇ ગુન્હો મટી જતો નથી, ગુન્હાનુ ગેરવાજબીપણું ઓછું થતું નથી. પરંતુ સર્વને 'ગુન્હાનાં ફળ' લણવાં પડે છે. **કર્મની** આંખમાં એક કે અનેક કોઇ રહમ ઉપજાવી શકતા નથી. ઘાતકીપણાનું પાપ સર્વ કરતાં વધારે ભયંકર હોય છે. ભારત ભૂમિમાં તો આ નિંદાપાત્ર રૂઢિનો દેશનિકાલ થવો જોઇએ અને જેટલે અંશે એ રૂઢિને દેશવટો નથી મળતો તેટલે અંશે આપણું આત્મબળ ઓછું, આપણું અજ્ઞાન વધારે અને આપણે નામધારી ધર્મના અનુયાયીઓ છીએ એમ સાબીત થાય છે. જેઓ પરમાત્માના પ્રાણીઓને જાણી જોઇને મારવા જાય છે અને એ 'શિકાર'ના કામને 'સ્પોર્ટ' અને 'ગમ્મત' એવુ નામ આપે છે તેઓ ઘાતકીપણાના પાપને આધિન થાય છે. આપણાથી નિર્બળ પ્રાણીનો વધ કરવાની સત્તા જો આપણે માનતા હઇએ તો આપણાથી વધારે જોરાવર મનુષ્યોએ આપણો પણ સંહાર કરવો જોઈએ અને આ પ્રમાણે જો મ્હોટા ન્હાનાને ખાય તો જગત્ શી રીતે ચાલે? નિર્બળ પ્રાણીમાં આપણે દયા ખાવાનું સ્થાન જોવું જોઇએ. તેને સહાય કરવાની આપણી ફરજ સમજવી જોઇએ. ઋષિમુનિઓ ઉપદેશે છે કે 'હે પ્રાણીઓ, જો તમે હિંસા કરશો, જો તમે કોઇ પણ પ્રાણીના પ્રાણ હરશો કે તેઓનાં મન દુઃખાવશો તો તેનાં ભયંકર પરિણામો તમારે ભોગવવાં પડશે. પાછળથી ડહાપણ કામ નહિ આવે.' આ બ્હારની હિંસા આપણે જોઇ. કોઇને વચનથી પણ ગાળ દેવી એ પણ હિંસા છે અને મનથી પણ કોઇના સંબંધમાં ખોટો વિચાર કરવો એ પણ હિંસા છે. આનાં પરિણામો અત્યંત ભયંકર છે અને તે સર્વ પ્રકારની હિંસાઓ જેઓ પોતાનો ધર્મ જાણવાની દરકાર કરે છે તેમણે ત્યજવી જોઇએ.

( ૨ ) હવે આપણે '**સત્ય**' પર વિચાર કરીએ. કેટલાક મનુષ્યો હરકોઇ બહાને જુઠું બોલે છે. નાનો છોકરો નિશાળે બેસે છે ત્યારે તેને કુસંગતથી જુઠું બોલવાની કટેવ પડે છે. પ્રથમ **સ્હેજ** જુઠું બોલતા શીખે છે. પછી ધીમે ધીમે એટલે સુધી તે જુઠું બોલવામાં વધી જાય છે કે તેનો મ્હોટી વયે કોઈ પણ માણસ વિશ્વાસ કરતું નથી. માણસે '**નિર્દોષ જુઠું**' બોલવાની ટેવ પણ છોડી દેવી જોઇએ. મશ્કરી ઠઠ્ઠામાં માણસો જુઠું બોલે છે અને તેથી પોતાને દોષિત બનાવે છે. મશ્કરીમાંથી ગંભીર પરિણામો આવેલાં આપણે જોયાં છે અને 'કજીઆનું મૂળ હાંસી' તેથી કહેવાય છે. વેપારમાં કેટલાક વેપારીઓ ઘરાકને એક માલ બતાવી બીજો જ માલ આપે છે અને ધર્મને બ્હાને કેટલાક ખોટા સોગન ખાઇ તેને છેતરવા જાય છે આથી ઘરાક ઠગાય છે ખરો, પણ ઠગાઇની વાત જ્યારે જણાય છે ત્યારે તેની દુકાને કોઇ ગ્રાહક ચઢતો નથી. એક થોડા ફાયદાની સાથે સરખાવતાં આ કેટલો બધો ગેરફાયદો ? વળી વેપારમાં ખોટાં તોલ અને ખોટાં માપ કેટલાક વેપારીઓ રાખે છે; તેઓ સમજે છે કે 'શેરમાં બે રૂપીઆ ભાર ઓછું આપવાથી ઘરાકને શી ખબર પડવાની છે? એ તો ત્રાજવાની દાંડી ન નંમાવીએ તો ખરા વેપારીની ગણત્રીમાં ન અવાય.' આથી તેઓ જબરા દોષમાં પડે છે અને દુનીઆમાં વિશ્વાસ વગરના થઈ અપકીર્તિમાં સડે છે. દરેક મનુષ્યે અસત્ય બોલવાની ટેવ છોડી દઇ સત્યના પંથે ચાલવું. સત્યના પંથે ચાલવાથી **મહાન પ્રતાપી રાજા હરિશ્ચંદ્ર** જેવા અત્યંત સુખી થયા છે અને ભયંકર દુઃખોથી ન ડગતા સત્યના પંથે વળગી રહી આ લોક અને પરલોકમાં પરમઆનંદ ભોગવવા ભાગ્યશાળી બન્યા છે. હાલ પણ એવી એક કથા પુરાણમાં છે કે વસુદેવ સત્યવાદી રાજા તરીકે પંકાતા હતા. તેમના રાજ્યમાં બ્રાહ્મણો

વચ્ચે મહાન્ વાદવિવાદ થયો. વડો બ્રાહ્મણ કહે કે "अज" શબ્દનો અર્થ 'બકરો' થાય છે અને યજ્ઞમાં હોમવા માટે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે 'अज' એટલે 'બકરો' હોમવો. વિદ્વાન વર્ગ કહે કે નહિ. 'अज' એટલે 'જેનો ફરી જન્મ ન થાય તે' એટલે સાત વર્ષના જુના જવ કે જેને વાવવાથી ફરી ઉગે નહિ. એકે 'अज' નો અર્થ 'બકરો' કર્યો ત્યારે બીજાએ તે શબ્દનો અર્થ જુના જવ કર્યો. એ બાબતની તકરાર થઇ અને સઘળાઓએ સરત કરી કહ્યું કે જે હારે તે પોતાની જીભ કપાવી નંખાવે. સર્વને તે વાત મંજુર થઇ અને બ્રાહ્મણો વસુદેવ રાજાની કચેરી તરફ 'ન્યાયી અને સત્યવાદી રાજાને ત્યાં' ગયા. અત્રે એવું થયું કે એક બ્રાહ્મણની વૃદ્ધ મા પહેલે દિવસે વસુ રાજાને સમજાવી કહે કે મ્હારા છોકરાની જીભ ન કપાવાનો રસ્તો ત્હારા હાથમાં છે માટે ત્હારે જેમ ઇચ્છા હોય તેમ કરવું. વસુ રાજાનું સિંહાસન સત્યના આધારે ધરણીથી અદ્ધર રહેતું હતું. દરબાર વખતે જ્યારે સવાલ ઉભો થયો ત્યારે વસુરાજાએ તે વૃદ્ધા તરફ જોઇ બ્રાહ્મણની તરફેણમાં ચુકાદો આપ્યો. **આથી એકદમ સત્યના આધારે રહેલું સિંહાસન ધરણીપર પડી ગયું અને વસુરાજા મરણ પામ્યો.** આ એક દંત કથા છે. સારાંશ એ છે કે સત્યવાદી હરિશ્ચંદ્રની માફક સદાકાળ પ્રખ્યાત થાય છે જ્યારે જુઠ્ઠો સદાને માટે ધિક્કારવા યોગ્ય થાય છે.

(૩) ચોરીનો ત્યાગઃ—પૈસા કમાવાને માટે હાડકા ભાગેલા હોવાથી કેટલાક લોકો ચોરી કરવાનું કાર્ય આદરે છે. આથી તેઓ બહુ નુકશાનમાં ઉતરી જાય છે. ચોરી કરનારને પહેલા મ્હોટો રાજદંડ થાય છે. તે મનુષ્ય જો પકડાય તો તે જેલમાં જાય

છે અને ત્યાં સડીસડીને મરી જાય છે. એ સઘળું મ્હોટી ચોરીને માટે છે. હવે આપણે બીજી ચોરી સંબંધી નાની નાની વાતો કરીએ. કોઈ પણ મનુષ્ય પાસે કંઇ પણ સારી ચીજ આપણા દેખવામાં આવે તે તેના વગર કીધે પોતાને ગમતી હોવાથી લઇ જવી તે પણ એક જાતની ચોરી છે. આથી માણસ વિશ્વાસ વગરનો થઇ જાય છે. કોઈ પણ મનુષ્ય આપણે ત્યાં વિશ્વાસે અમુક ચીજ મુકી જાય અને જ્યારે તે લેવા આવે ત્યારે તેની ચીજ તેને ન આપતાં ધમકાવીને કાઢી મુકવો એ સારા મનુષ્યનું લક્ષણ નથી. એવા માણસનો કોઇ વિશ્વાસ કરતું નથી અને તે લુચ્ચાઓમાં ખપે છે. કોઇ પણ જાતની ચોરી દરેક મનુષ્યે મનથી વચનથી અને કાર્યથી કરવી નહિ, કોઇને કરવા ઉપદેશ આપવો નહિ અને કરનારને કોઇ દિવસ ઉત્તેજન નહિ આપવું એટલું જ નહિ પણ તેઓને આડે રસ્તે જતા અટકાવવા અને સારા માર્ગે ચઢાવવા એ આપણું કર્તવ્ય છે.

(૪) પવિત્રતાઃ—આ ગુણ પહેલાના જેવો આર્યભૂમિમાં અસ્તિત્વ ધરાવતો નથી. હાલની કચેરીઓમાં વ્યભિચારના સેંકડો કેસો આવે છે. આ ઉપરાંત છુપાં કર્મો કેટલાંએ ચાલતાં હશે તે તો ઇશ્વર જાણે. આ બધાનું કારણ શું? અસંતોષ. ગુન્હેગાર માણસોનો એકલાનો જ દોષ આપણે કાઢીએ એમ નથી. આપણી હાલની સ્થિતિ અને કઢંગા વિચારો પણ દોષને પાત્ર છે. પુત્ર પુત્રીની જાણ વગર એકબીજાને અનુકુળ પતિ–પત્ની નહિ મેળવી આપવાં એ શું આપણે દયાજનક પગલું નથી ભરતા? વળી કન્યાવિક્રય એ વધારે દોષજનક રિવાજ આપણામાં છે. પુત્રીને ગમે તેટલી ઉમ્મરના અને ગમે તેવા રોગવાળા પતિ સાથે પરણાવી દઇએ એ શું આપણો દોષ નથી?

આપણો પુત્ર ઘણો જ ભણેલો ગણેલો હોય અને તેને ગમે તેવા કુટુમ્બમાં ઉછરેલી જંગલી રીતભાત શીખેલી પુત્રી પરણાવવામાં આવે તો તેથી શું પરિણામ આવે? અગીઆર વર્ષના છોકરા સાથે પંદર વર્ષની કન્યા પરણાવવાનું શું પરિણામ આવે? ઢીંગલા ઢીંગલી પરણાવીએ તેનું શું પરિણામ આવે? આપણા છોકરાંઓને જલ્દીથી પરણાવી દઇ સંસારની ઉપાધિમાં નાંખી દીધા એટલે શું આપણી ફરજ પૂરી થશે? તેમ તો નહિ જ. આપણી ફરજ આપણે બજાવવી જ જોઇએ અને તે અધુરી રીતે નહિ પણ પૂરેપૂરી બજાવવી જોઇએ. આપણા શરીરમાં અચ્છેર અનાજ ખાવાની જગા હોય તો ત્યાં આપણે અધોળ અનાજ નાંખીશું કે ચાર શેર? આપણા કેટલાએક કઢંગા રીવાજોને દેશમાંથી કાઢી નાંખી આપણા પુત્ર-પુત્રીઓને આનંદી ગૃહસ્થાશ્રમી બનાવવા એ આપણી ફરજ છે. જે મનુષ્યને સ્વભાવિક રીતે અસંતોષ હોય તેઓએ જાણવું કે મનુષ્યને પોતાના કર્મથી પ્રાપ્ત થયેલી સ્થીતિમાંથી છૂટી પડવાનો કોઇ પણ જાતનો અધિકાર નથી. તમારા પૂર્વ કર્મના યોગે તમોને જે મા-બાપ મળ્યા છે તેમાં તમે શું કરવાના છો? તમારાથી બાહુતી માબાપ લવાય નહિ. ત્યારે તમારા ભાગ્યના બળે અને પૂર્વ કર્મના પરિણામે જે પતિ-પત્ની પ્રાપ્ત થાય તેપર અસંતોષ કરવાની જરાપણ જરૂર નથી. આપણા રીત રીવાજો ખરાબ છે ખરા પણ આપણે આવી સ્થિતિમાં અવતર્યા તે જ આપણું કર્મ. માટે જે સ્થિતિ આપણને પ્રાપ્ત થઇ હોય તે નાશ કરવાનો પ્રયત્ન ન કરાય પણ તેને સુધારવા પ્રયત્ન કરાય. વળી એક દુર્ગુણને જો આપણે પોષણ આપીએ તો આપણને અમુક જાતની ટેવ પડી જાય છે અને પાછથી અત્યંત પુરૂષાર્થ કરવા છતાં પણ તે ટેવ જતી નથી. માટે આપણે આપણા

મનોવિકારને અને વાસના શરીરને કાબુમાં રાખવું જોઈએ અને કોઇ પણ જાતનો દોષ ન લાગે એવું કાર્ય કરવું જોઇએ.

(૫) પરિગ્રહત્યાગઃ—જેમ બને તેમ સંસારિક માયા બહુ જ મોડી વિસ્તારવી. અતિશય પૈસો ભેગો કરી તેનો સદુપયોગ નહિ કરો તો ચોર વગેરેનો ભય રહેશે અને લુંટાઇ જતા કંઇપણ તમારા હાથમાં આવશે નહિ. માખી રાત દિવસ તનતોડ મહેનત કરે છે તે કોના સારૂ ? પોતે ખાતી નથી તેમ જો કોઈ ખાવા જાય તો તેને ડંખ દઇ કરડે છે. જ્યારે હદ ઉપરાંત એકઠું થાય અને વાઘરીની નજરે પડે ત્યારે તે સઘળું ઉપાડી જાય છે અને પાછળથી માખીઓને હાથ ઘસવા પડે છે. આ કારણથી આપણે આપણા દ્રવ્યનો સદુપયોગ કરવો અને હદ ઉપરાંતના કોઠાર ભર્યા પ્હેલાં પૂર્ણ વિચાર કરવો.

ઉપર કહેલા પાંચ ગુણો દરેક મનુષ્યે પોતાના લાભ સારૂ ધારણ કરવા. હવે આપણે બીજી વાત તરફ આપણું ધ્યાન દોરીએ. આત્માએ પોતાના અને પરના કલ્યાણ અર્થે 'દાન' કરવાની જરૂર છે. 'દાન' એટલે કોઇને કંઈ ચીજ આપવી તે. કોઇ જીવ અત્યંત મુસ્કેલીમાં આવ્યો હોય તેને આપણે આપણા બનતા ઉપાયે બચાવવો. સર્વ દાનમાં 'જીવિતદાન' મ્હોટું કહ્યું છે. કોઇ પણ જીવને મારતાં બચાવવો, તેને ઉગારવો, તે આપણો ધર્મ છે. બીજું દાન તે 'જ્ઞાન દાન'. આપણે આ લખતાં, વાંચતાં શીખ્યા, વ્યવહારમાં કુશળ થયા તે શી રીતે ? જ્ઞાનચક્ષુ ખીલવાથી. કોઇ પણ મનુષ્યને બદલાની આશા વગર જ્ઞાન આપવું તે આપણો ધર્મ છે. જ્ઞાન દાન આપવાથી ઉલટું બમણું જ્ઞાનરૂપી ધન વધે છે. આપણે સુખના ડુંગરપર ચઢી બેસીએ અને આપણા ભાઇ–બ્હેનો દુઃખના દરિયામાં અથડાયા કરે એ શું આપણે માટે સારૂં કહેવાય !

આપણા દેશને અને આપણા દેશી ભાઇઓને સુધારવા આપણે અલબત્ત બંધાએલા જ છીએ અને તેઓને બનતા પ્રયાસે અને વિના મૂલ્યે તેવું જ્ઞાન આપવું એ આપણી ફરજ છે.

વળી કોઇ મનુષ્ય ભૂખ્યું હોય, કોઇને તૃષા લાગી હોય, કોઇને ત્યાં ખાવાના સાંસા હોય, કોઈ ખાનદાનનું ઘર ભાગી ગયું હોય અને જેઓના બૈરાં છોકરાઓનું 'જીવવું' મરવા જેવું થયું હોય તેઓને આપણે બનતી સહાય આપવી એ આપણો ધર્મ છે. આપણે જે જે દાન કરીએ તે વિચાર કરી કરવું આપણે દાન આપતા પહેલા જોવું જોઇએ કે તે દાનનો સદુપયોગ જ થાય છે કે કેમ—જગતના બધા જીવો બન્ધુ સમાન છે. એક હાથમાં ફાંસ વાગી હોય તો બીજો હાથ કેવો તે કાઢવા એકદમ પ્રયત્ન કરે છે? '**આપણે આપણા બન્ધુઓને જો મદદ નહિ કરીએ તો બીજો કોણ કરશે?**' "Nature" કુદરત કુદરતનું કામ કરે છે. જો આપણે તેની તરફેણમાં રહી સત્કર્મો કરશું તો તેનો બદલો આપણને સારો જ મળવાનો. અદૃશ્ય શક્તિ હમેશાં સારા કામ કરનારની પાછળ તેનું ભલું કરવા હમેશાં પ્રયાસ કર્યા જ કરે છે. એવા કેટલાએ દાખલાઓ દેખવામાં આવ્યા છે કે સત્પંથે ચાલનારાઓના **મહા ભયંકર શુળીનાં વિઘ્નો કાંટે જાય** છે આપણે જો સત્પંથે ચાલશું તો આપણે પણ એક વખત એવું ઉચ્ચ ભાગ્ય પ્રાપ્ત કરીશું. આપણામાં જ્ઞાનબુદ્ધિ વગેરેનો વિકાસ થતો ચાલે છે અને આપણે દિવસે દિવસે વધારે શક્તિમાન બનતા જઇએ છીએ. આ જન્મમાં જેવી ઇચ્છાઓ આપણને હોય તેજ પ્રકારનું શરીર આવતા જન્મમાં આપણને મળે છે અને આપણને અનુકુળ એવા સંયોગોમાં આપણો જન્મ થાય છે. આપણા બ્હારના શરીરોને જાણી આપણે અંદરના સ્વરૂપમાં ઉંડા ઉતરતા જઇએ તો આપણો આત્મા

દિવસે દિવસે શુદ્ધ બનતો જાય, આપણા બંધુઓને પવિત્ર જ્ઞાનનો લાભ થાય, આપણા દેશી અને પરદેશી ભાઈઓ પણ તે સુખના ઉમ્મિદવાર અને અધિકારી બનતા જાય એવી ઇચ્છા રાખવી, એવું વર્તન રાખવું અને તેને પોષણ આપતાં જવું એમાં કેટલો બધો આનંદ અને ધર્મ સમાએલો છે. હું ઇચ્છું છું કે દરેક મનુષ્ય જાણશે કે

"આપણો ધર્મ શું છે?"

સર્વત્ર શાંતિ પ્રસરો. સર્વત્ર શાંતિ પ્રસરો. અસ્તુ!



# અમદાવાદમાં બનેલો મ્હોટો ચમત્કાર.

---

મ્હેં અમદાવાદમાં લગભગ સાત વર્ષથી દવાખાનું ખોલ્યું છે, જેનો લાભ હજારો દરદીઓએ લીધો છે અને આજ સેંકડો દરદીઓ લે છે, તેમાંના **દરેકે દરેકને** મ્હેં કદાચ પૂર્ણ સંતોષ નહિ આપ્યો હોય, તો પણ એટલું તો કહેવાનું મને માન છે કે મ્હારી દવાશાળાનો લાભ લેનારા એક પણ દરદીએ **મ્હારી દવાથી ગેરલાભ થયો છે એમ કદી પણ કહ્યું નથી.** આયુષ્ય અને પ્રારબ્ધ બળવાન્ હોવાથી મનુષ્યને અમર રાખવા 'ધન્વંતરી' સરખા શક્તિમાન થયા નહોતા તો પછી તેના મ્હારા જેવા બાળકનું શું ગજું? આવું છતાં દવા દવાનું કામ કરે છે જ. ગયા બે વર્ષથી ગમે તે દરદીને એક માસ ઉંચામાં ઉંચી ચમત્કારી દવા આપવાની ફી. મ્હેં માત્ર રૂ. બે રાખી છે અને તેટલાં વખતમાં હું એવો અનુભવ લેવા ભાગ્યશાળી થયો છું કે મ્હારી દવાશાળામાં દરદીની ગીરદીનો પાર રહેતો નથી અને મ્હારી દવાનો એથી બહોળા પ્રમાણમાં લાભ લેવામાં આવ્યો છે. આથી દ્રવ્યના રૂપમાં મને જોઇએ તેટલો ફાયદો નથી થયો, તો પણ **સેંકડે નવાણું દરદીઓના આશીર્વાદ** લેવા હું ભાગ્યવાન્ થયો છું, એ મ્હારે મન ઓછો સંતોષ નથી. તે જ બે વર્ષમાં મ્હેં સંગ્રહણીના રોગપર ખાસ ધ્યાન આપેલું અને મ્હારી દવાશાળાના લાભ લેનાર અમદાવાદના રહીશ **દરેક સંગ્રહણીના રોગીને મ્હેં સાજા કર્યા છે** અને તેમનાં સર્ટિફીકેટો મ્હારી પાસે મોજુદ છે. આના પરિણામે બહાર ગામના પણ અનેક દરદીઓ મ્હારી દવાનો લાભ જાતે અથવા

પોસ્ટદ્વારા લે છે. મ્હારી દવાશાળાના નિયમથી કોઇ અણજાણ ન રહે તે સારૂ મ્હારી દવાશાળાના નિયમો હું આ નીચે ટાંકું છું અને જણાવું છું કે હવેથી **સંગ્રહણી, ક્ષય, કમતાકાત, અર્ષ ( મસા ), સુવારોગ, પ્રમેહ, ચાંદી, પ્રદર, સ્ત્રીઓના બીજા રોગો, બાળકોના રોગો વગેરે સારૂ પણ તે જ નિયમો રાખ્યા છે. થોડા ખર્ચે** તમારા ભયંકર રોગો નાબુદ કરવાથી મને દ્રવ્યનો લાભ ઘણો નહિ થાય તોપણ છાતીફાટ રૂદન કરતા દરદીઓને શાંત કરવા એ મ્હોટો પરોપકાર છે એમ ધારી હું આનંદ અને સંતોષ માની લઉં છું.

૧. દવાશાળાનો ટાઇમ સવારના ૮ થી ૧૨ અને સાંજના ૪ થી ૬ છે.

**૨. દરેક દરદીની દવાના માસિક રૂ. ૨ અગાઉથી લેવામાં આવે છે.**

૩. ધાવણાં બાળકોની માસિક દવાની ફી રૂ. ૧ છે.

૪. પોતાની ગફલતથી દરદી જેટલા દિવસ દવા ન લઇ તેટલા દિવસ મજરે આપવા હું બંધાતો નથી.

૫. એક માસથી ઓછી દવા લે તો પણ પૂરા માસની ફી માં આવે છે.

૬. કોઇ આખા કુટુંબને મારી દવાશાળાનો લાભ લેવો હશે તો માસિક રૂ. ૫) પડશે.

૭. મ્હારા અવકાશે કોઇ દરદીને પોતાના મકાને જોવા જવાની ફી ગાડી. ખર્ચ ઉપરાંત રૂ. ૧) થાય છે.

૮. દરેક દરદીની હકીકત ગુપ્ત રાખવામાં આવે છે. જેમને દવાશાળામાં મળવા અડચણ હોય તેમણે મને આગળથી પત્ર લ[illegible] તો હું મ્હારા રહેવાના મકાને મળવાની ગોઠવણ કરીશ અને [illegible] તસર પત્રદ્વારા સૂચના કરીશ.

૯. કોઇ પણ દરદપર પોસ્ટદ્વારા મારી સલાહ જેમને લેવી તેમણે ૦—૪—૦ ની ટીકીટ બીડવી અને દરદીની સવિસ્તર હક લખવી એટલે હું દરદપર ચોક્કસ કામ કરે એવા ઉપાયો અને [illegible] લખી મોકલીશ.

૧૦. કોઇ પણ ધર્મના સાધુઓને, મહાત્માઓને, ઉપદેશ અને અનાથ નિરાધારોને સારૂ મ્હારી દવાશાળા ખુલ્લી છે અને તેમને ઘણા જ પ્રેમભાવથી દવા મફત આપવામાં આવશે. કોઇથી આવી શ- એમ નહિ હોય તો મ્હારા ખર્ચે હું તેમની પ્રકૃતિ જોઇ આવી [illegible] દવા આપવા તૈયાર છું.

પ્રાણી માત્રનો બન્ધુ

**વૈદ્ય હરિશંકર લાધારામ દ્વિવેદી,**

**( સંગ્રહણીના ખાસ વૈદ્ય )**

**દોશીવાડાની પોળ—અમદાવાદ.**